

# નવલ-કાન્તા

## નાટકનાં ગાયનો.

શ્રી સરદાર વિજય નાટક કંપની

બાલાસીનોર.


આવૃત્તિ ચોથી પ્રત ૨૦૦૦

મોનાર્ક પ્રિન્ટરી, અમદાવાદ.

સને ૧૯૨૫ સંવત ૧૯૮૧

કીમત બાર આના.

શ્રી

# નવલ-કાન્તા.

## નાટકનાં ગાયનો.

---

પ્રયોજક તથા પ્રકાશક.

**નૈયર**

---

આવૃ [illegible] થી

પ્રત ૨૦૦૦.

સને ૧૯૨૫,

સંવત ૧૯૮૧

---

કીંમત રૂ. ૦-૪-૦

અમદાવાદ—મોનાર્ક પ્રિન્ટરીમા શા મોહનલાલ છગનલાલે છાપ્યુ.
અને સરદાર વિજય નાટક કંપની તરફથી એચ એચ
શ્રી નવાબ સાહેબ ઓફ બાલાસીનોરે પ્રસિદ્ધ કર્યું.
મુ બાલાસીનોર

# નવલ કાન્તા.

## નાટકનાં પાત્રો.

### પુરૂષ વર્ગ.

જયસિંહ—નવલગઢના મહારાજા

નવલસિંહ—મહારાજા જયસિંહનો કુમાર.

કારીગર—યંત્ર બળથી આકાશ માર્ગે ઉડનારા અશ્વનો બનાવનાર

ઉદયસિંહ—નવલગઢનો પ્રધાન

રમણસિંહ—નવલગઢનો નાયબ દિવાન

ઝવેરચંદ, મણિલાલ, માણેકલાલ—નવલગઢના વણિક ગ્રહસ્થ

ભાનુચંદ—ઝવેરચંદનો પુત્ર

જગજીવન—ઝવેરચંદનો મહેતો

પ્રેમચંદ—ભાનુચંદનો મિત્ર

ચન્દ્રસિંહ—અચલગઢના મહારાજા

મધુપસેન—ચંપાનગરીના મહારાજા

ઉપરાંત જેલર, કેદીઓ, માળી, મોહન, રામો, નવલગઢની પ્રજાના આગેવાનો તથા બાલમસિંહ વગેરે

## સ્ત્રી વર્ગ

કાન્તા—અચલગઢના મહારાજાની પુત્રી

ચન્દ્રાવતી—કાન્તા કુમારીના માતુશ્રી ચન્દ્રસિંહના રાણી

કમળા }<br>વિમળા } કાન્તા કુમારીની સખીઓ

મેના—નવલગઢના ગૃહસ્થ માણેકલાલની પુત્રી,

મણિ—મેનાની માતા

વસંત—મેનાની સખી

મનોહર—નવલગઢના ગૃહસ્થ મણિલાલની પુત્રી,

ગુલાબ—મનોહરની સખી

મોતી—મનોહરની માતા

કસ્તુર—ઝવેરચંદ શેઠની સ્ત્રી

ઉપરાંત કંચન વીગેરે દાસી મંડળ

# નવલ કાન્તા.

## નાટકનો સંક્ષિપ્ત સાર.

નન્દી થઇ ગયા બાદ સૂત્રધાર અને નટીના સંવાદમાં વસ્તુસૂચન.

---

## અંક પહેલો.

**પ્રવેશ ૧ લો**–( નવલગઢના રાજ્યભુવન પાસેનું મેદાન )

યંત્ર બળથી આકાશ માર્ગે ઉડી શકે એવો કાષ્ટનો ઘોડો બનાવી જયપુરના કારીગરે નવલગઢના મહારાજા જયસિંહને મળવું તથા તેને પોતાની કારીગરી બતાવી પ્રસન્ન કરવા જયસિંહે એ અશ્વની કારીગર પાસે માગણી કરવી અને તેને ઉડાડવાની ક્રિયા પોતાના કોઇ માણસને બતાવવા કહેવું રાજકુમાર નવલસિંહનો ઘોડાપર ચડી ઉડવા વિચાર, કારીગરે તથા મહારાજાએ તેમને એવા જોખમમાં ઉતરવા ના કહેવી, છતાં રાજકુમારનું આગ્રહપૂર્વક અશ્વે ચડી ઉડવું ઘણો વખત થયા છતાં રાજકુમાર પાછા ન ફરવાથી જયસિંહનું કારીગરપર ગુસ્સે થવું, એ ગુસ્સામાં પ્રધાને અગ્નિમાં ઘૃતની આહુતિ આપ્યા માફક ઉમેરો કરવો. રાજાએ કારીગરને દેહાન્તની શિક્ષા ફરમાવવી, નાયબ દિવાને એવું સાહસ ન કરવા મહારાજાને સમજાવવા, મહારાજાએ કારીગરને કેદ કરાવવો, કારીગરનો પશ્ચાતાપ " ગમે તેટલો ઉદ્યોગ કર્યા છતાં તેનું ફળ આપવું એ તો પ્રારબ્ધનાજ કબજામાં છે "

પ્રવેશ ૨ જો-( મણિલાલ દલાલનુ ઘર ) મ્હોટી ઉમરે પહોચેલી પોતાની પુત્રી મનોહરનો કયાંઈ પણ સબધ કરવા મણિલાલની મણિ સાથે વાતચીત, ઝવેરચદ શેઠના મહેતા જગજીવનનુ આવવુ, મણિલાલે ઝવેરચદના પુત્ર ભાનુચદ સાથે મનોહરનો સબધ કરવાની જગજીવન મારફત વાત ચલાવેલી હોવાથી એ વાતના નિરાકરણ ઉપર આવવુ, જગજીવને હલકા કુળની કન્યા લવા પોતાના શેઠ ના કહે છે એમ બતાવવુ, ધનવાન છતા હલકુ કુળ કેમ કહેવાય એ બાબત મણિની તકરાર, મણિલાલે પૈસાથી નહિ પણ સદાચારથી માણસ કુળવાન ગણાય છે એવુ પ્રતિપાદન કરવુ તથા જગજીવન પાસે ઝવેરચદના જીગરની વાત જાણવા જણાવવુ જગજીવને ચાલીશ હજાર રૂપિઆ ચાદલાના લેવાની શેઠની ઇચ્છા છે એમ કહેવુ મણિને આશ્ચર્ય તથા તેણીએ કન્યાવિક્રય માફક વરવિક્રયનુ વિવેચન કરવુ, બાદ જગજીવને વર કન્યા પરસ્પર એક બીજાને જોઇ પસદ કરે એમ મણિલાલને કહેવુ, મણિલાલે એ વાત કબુલ કરી, મનોહરને ઝવેરચદ શેઠને ત્યા મોકલવા મણિને સુચના કરવી, જગજીવનનુ જવુ, ઝવેરચદને ત્યા મનોહરને મોકલવા મણિની ના પસદગી, મણિલાલે તેણીને સમજાવી ઘરમા મોકલવી તથા પૈસાથી કયુ કાર્ય નથી થતુ અર્થાત્ બધુ બની શકે છે એવો દ્રઢ નિશ્ચય કરી બીજા કાર્યમા પ્રવૃત્ત થવુ, કરૂપી મનોહરનુ પોતાની સખી ગુલાબ સાથે આવવુ, મનોહરની રૂપ ગુણ સબધી આત્મ પ્રશસા, હાસ્ય

પ્રવેશ ૩ જો–( ઝવેરચંદ શેઠનું ઘર ) જગજીવનના આવવાની રાહ જોતા કૃપણાધિરાજ ઝવેરચંદનું નોકર રામા ઉપર દાબ અજમાવવા જતા પાછું પડવું, જગજીવનનું આવવું, ઝવેરચંદે આતુરતાથી મનોહર સાથે ભાનુનો સંબંધ કરતાં પ્રાપ્ત થનારી રકમ બાબત જગાને પુછવું તથા જગાના જવાબમાં રકમ ઓછી જણાતાં પુરી રકમ લેવા આગ્રહ કરવો, જગે ભાનુચંદને પુછ્યા બાદ સંબંધનું નક્કી કરવા કહેવું, ઝવેરચંદનું ગુસ્સે થવું તેમાં વળી મનોહર વર તથા ઘર જોવા આવવાની છે એવા સમાચાર આપી જગે ઝવેરચંદને વિશેષ ચિન્તાતુર બનાવવો, ઝવેરચંદે ભાનુનો પૈસાનો લોભ બતાવી લલચાવવા જગાને સમજાવી જવું, જગે ભાનુચંદને બોલાવી તેના અંતરની વાત જાણવી, રૂપ ગુણ સંપન્ન મેના ઉપર મોહિત બનેલા ભાનુના વિચાર સાંભળી જગજીવનનું નિરાશ થવું, છતાં મનોહરની તારીફ કરી ભાનુને લલચાવવો, મનોહરનું તેની સખી ગુલાબ સાથે આવવું એ બન્ને બાળાઓની વાતચીતમાં કરૂપી મનોહરના વાહડાઈ ભરેલા કુવિચારો સાંભળી ભાનુનો તેના તરફ અત્યંત અણગમો જગાનું જવું ચતુર શેઠાણીનું આવવું અને વિવેકપુર્વક મનોહર તથા ગુલાબને તેણીએ પોતાના ઘરમાં લઈ જવી, બાદ ભાનુને મનોહર જેવી નાલાયક ,પુત્રીને ઉછેરવા બાબત મણિલાલ તરફ તિરસ્કાર તથા તેની સાથે સંબંધથી નહિ જોડાવાનો દૃઢ સંકલ્પ

પ્રવેશ ૪ થો–( અચલગઢના રાજાનો બાગ ) કાન્તા કુમારીનુ પોતાની સાહેલીઓ સાથે ગરબો ગાતા નિકળવુ, સખીઓનો પરસ્પર વિનોદ, નવલસિંહનુ અશ્વ સહિત આકાશ માર્ગેથી પડવુ, બેહોશ સ્થિતિમા પડેલા નવલને જોઇ કાન્તાને તેની જાતિ સબધી થયેલા તર્ક વિતર્ક પુર્વાનુરાગ, નવલના રૂપમાધુર્ય પર મુગ્ધ બનેલી કાન્તાએ તેના કંઠમા પુષ્પમાળા પહેરાવવી તથા તેને પતિ તરીકે માન્ય રાખવો, કમળા તથા વિમળાનુ પ્રસન્ન થવુ, સ્વસ્થ બનેલા નવલને નંદનવન જેવા બગીચો જોઇ ઉપજેલુ આશ્ચર્ય તથા તેની નવલગઢ પહોચવાની આતુરતા, કાન્તાની અધીરતા, છેવટે શરમને છોડી કાન્તાએ જવા તૈયાર થએલા નવલને રોકવો, એક બીજાની આખોનુ મળવુ, પરસ્પરનો મધુર સવાદ, બાદ નવલસિંહે કાન્તાને પત્ની તરીકે કબુલ કરવી, કાન્તાએ રાહેરમા જઇ પોતાના પિતાને મળી વિધિવત્ લગ્ન કરવા નવલને કહી ચાલતા થવુ, નવલની અધીરતા, નાયક નાયકાનો શૃગાર

પ્રવેશ ૫ મો–( ઝવેરચદનુ ઘર ) ઝવેરચદે ઉત્તમ ગુણવાળા પુત્રની માત્ર પોતાની ધારણા પાર પાડવામા અવરોધરૂપ જણાતા નિન્દા કરવી, ચતુર શેઠાણીનુ આવવુ તથા કન્યાના રૂપ ગુણ જાણ્યા છતા ભાનુનો ભવ ન બગાડવા પોતાના પતિને કહેવુ, ઝવેરચદે ગુસ્સે થઇ તેને કાઢી મુકવી, બાદ ભાનુના મિત્ર પ્રેમચદે આવી એજ વાત કરી ઝવેરચદ પાસે ચર્ચવી તેને પણ ઝવેરચદે તિરસ્કાર પુર્વક રજા આપવી

**પ્રવેશ ૬ ઠો**—(નવલગઢના બાહર નદી કાંઠો) મેનાની ચીઠી ઉપરથી ભાનુનું નદી કિનારે આવવું તથા લોભી બાપ તના સંબંધી તેમજ હૃદયાનન્દિની મેના સંબંધી વિચાર, પ્રેમચંદનું આવવું, ભાનુની વિરહાકુળ દશા પ્રેમચંદનું પ્રત્યક્ષ થવું, મિત્ર ભાવ, ભાનુને આશ્વાસન આપી પ્રેમચંદનું જવું, મેનાને આવતી જોઈ ભાનુનું સંતાવું, સંકેત સ્થળે ભાનુને નહિ જોવાથી મેનાના વિરહાત્મક અદ્ભુત ભાવ તથા વિચાર, ભાનુનો ભેટો, મેનાએ પ્રણયપૂર્વક ભાનુને આપેલો ઉપાલંભ, બન્નેનું લગ્ન સંબંધી વિચાર કર્યા બાદ છૂટા થવું

**પ્રવેશ ૭ મો**—(અચળગઢના રાજાનો અન્તઃપુરનો ચોક) નવલસિંહ સાથે વિધિપૂર્વક લગ્નગાંઠથી જોડાએલી કાન્તાને સખીઓએ શિખામણ આપવી, કાન્તાએ તેના તરફ પ્રેમ ભાવ બતાવવો, બાદ રાણી ચંદ્રાવતીનું આવવું, માતાનો પુત્રી તરફ પ્રેમ, ચંદ્રસિંહનું નવલસિંહ સાથે આવવું, પરસ્પર વિવેક વાતો, પિતાએ પુત્રીને આપેલી શીખ, નવલ—કાન્તાનું ઘોડાપર બેસી નવલગઢ તરફ ઉડી નીકળવું, પુત્રીના પ્રયાણથી રાજારાણીનું પ્રેમાશ્રુયુક્ત સ્તબ્ધ બની જવું—



## અંક બીજો

**પ્રવેશ ૧ લો**–(નવલગઢની જેલ.) કારીગર જેલમા પોતાની કફોડી સ્થિતિ સબંધી વિચાર કરતો હોય છે ત્યા મહારાજા જયસિહે આવી તેને "કુમાર ક્યારે આવશે" એમ પૂછવુ, કારીગરે "કારીગરી કરી જાણીએ છીએ, પણ ભવિષ્ય ભાખી જાણતા નથી" એમ જવાબ આપવો, રાજાએ તેને તાત્રિક ગણી તાવવો, રાજાનો વ્હેમ દૂર કરવા કારીગરે યોગ્ય ખુલાસો કરવો, ત્યા નાયબ દિવાને આવી વૃથા અફસોસ નહિ કરતા કુમારના કલ્યાણ નિમિતે કાંઈ પુણ્ય કરવા રાજાને કહેવુ, જયસિહે તેના કહેવા મુજબ જેલના તમામ કેદીઓને (કારીગર શિવાય) મુક્ત કરી જેલને દૂધથી ધોવરાવવા જેલરને આજ્ઞા આપવી કારીગર બીજા કેદીની માફક પોતાને પણ મુક્ત કરવા મહારાજા પાસે અરજ ગુજારવી, એ બાબતમા રાજાનો ઇન્કાર છતા નાયબ દિવાને યુક્તિથી કારીગરને જેલમાથી મુક્ત કરાવી રાજ્ય બાગમા માળીના દેખરેખ નીચે મોકલી આપવા મહારાજાની આજ્ઞા મેળવવી, કારીગરે નાયબ દિવાનની પરમાર્થ બુદ્ધિ તરફ માનની લાગણી બતાવવી, મુક્ત થએલા કેદીઓએ મહારાજા જયસિહને આશીર્વાદ આપવો

**પ્રવેશ ૨ જો**–(ઝવેરચંદનુ ઘર) મનોહરના રૂપગુણથી જાણીતા હોવા છતા ધનલોભી ઝવેરચદે જગજીવનને ચોગઠુ બેસતુ કરવા સમજાવવો, જગજીવનને કાર્ય સિદ્ધ થયા બાદ પોતાને સારી રકમ મળશે એવી આશા નહિ રાખ્યા છતા રોકડા

સુમપણાની અવધિ તપાસવા સવાલ કરવા, જવાબમા ઝવેરચંદે હાસ્ય ઉપજે એવી કૃપણતા બતાવવી

પ્રવેશ ૩ જો-( મણીલાલ દલાલનુ ઘર ) મણિલાલની પુત્રી મનોહર ( માત્ર નામનીજ ) નફ્ફી હોવા ઉપરાંત પોતાના ગાડીવાલા મોહન સાથે આડી ચાલથી ચાલતી જગજીવનના જોવામા આવવી અને તેથી તેના હૃદયમા ત્રાસ વ્યાપવો, તેમજ શ્રીમતના સતાનો સ્વતત્રતાને લીધે કેવા હલકી પાયરીએ પહોચે છે એનો આબેહુબ ચિતાર નજરે જોઈ ભાનુચદનો સબધ એ કુલટા સાથે કરવાનો વિચાર પડતો મૂકી જગજીવનનુ જવુ, પાછળથી મોહન મનોહર (આશક માશુક ) નો આનદ

પ્રવેશ ૪ થો ( નવલગઢનો રાજ્ય બાગ ) જેલમાથી છુટી બગીચામા માળીની દેખરેખ નીચે રહેલા કારીગરે કુમાર તરફથી પોતાને પ્રાપ્ત થએલ કષ્ટના ઉદ્ગાર કહાડવા, ત્યા નવલનુ કાન્તા સાથે આકાશ માર્ગથી ઉતરવુ, બન્નેની બગીચામા ફરતા વિવેક ભરી શૃગાર વાર્તા, કારીગરને કુબુદ્ધિ સુજવી, કાન્તાને બગીચામા રાખી માળીને ભલામણ દઈ નવલનુ શહેરમા જવુ, કાન્તાએ માળીની સાથે બગીચો જોવા દૂર જવુ, પાછળથી કારીગરે જરા દુર ગએલા નવલસિહને ઉંચ અવાજે બોલાવી પોતાની સ્થિતિથી વાકેફ કરવા, નવલે તેને દિલાસો દઈ થોડા વખતમા દુ ખથી મુક્ત કરાવી આપવા કહેવુ, છતા કારીગરે તેના પાસે સ્મૃતિ

આપી શકાય તેવી ચીજ માગવી નવલસિહે તેને પોતાની વીંટી આપી વિદાય થવુ કારીગરે આનદમા આવી કાન્તાને ઠગવાનો નિશ્ચય કરવો, કાન્તાનુ માળી સાથે મુળ જગોએ આવવુ અને તેને બગીચા અદરની મહેલાત બતાવવા કહેવુ, મહેલાત સાફસુફ થાય ત્યા સુધી તેજ સ્થળે ટેલવા કાન્તાને કહી માળીનુ જવુ બાદ કારીગરે પ્રત્યક્ષ થઇ ભોળી કાન્તાને ભરમાવવી અને તેને અશ્વ ઉડાડવાની ક્રિયા શિખડાવવાને બ્હાને ઉપાડી આકાશ માર્ગે રવાના થવુ, તેવામા નવલસિહનુ પોતાના પિતા તથા નોકર વર્ગ સાથે આવી કાન્તાનુ હરણ થતુ જોઇ બેહોશ બની પૃથ્વીપર પડી જવુ.

પ્રવેશ ૫ મો–( ઝવેરચદનુ ઘર ) ભાનુચદે પોતાના પિતાના કૃત્યથી કટાળી તેની તથા જગજીવનની વાતો સાભળવા ગુપ્ત રીતે ઉભા રહેવુ ઝવેરચંદે તેને મનોહર સાથે ભાનુના મબધનુ ત્વરાથી નક્કી કરવા કહેવુ, જગજીવને એ બાબતમાથી પોતાનો હાથ ઉઠાવી લેવાની ઇચ્છા જણાવવી, ઝવરચદે તેનુ કારણ પૂછવુ, જવાબમા જગજીવને નજરે જોએલા મનોહરના નીચ કૃત્યો જાહેર કરવા, ઝવેરચદનો જગા માથે ક્રોધ, જગાની રીતિ તરફ ભાનુનો સતોષ ઝવેરચદના ગયા બાદ જગજીવનનુ લોભી લોકો કેવા હોય છે એનુ યથાસ્થિત વર્ણન કરી વિદાય થવુ, બાદ મેનાની સખી વસતનુ ચીઠી લઇ આવવુ અને તેના કહેવા મુજબ ભાનુએ સ્રીનો પોષાક પહેરી મેનાને ઘેર જવુ

પ્રવેશ ૬ ઠ્ઠો–( માણેકલાલનુ ઘર ) મનાની પોતે સાહ્મ ખેયડા સબધી પ્રભુ પ્રાર્થના, વસતનુ ભાનુ માથે આવવુ, બન્ને સખીઓનો મીઠો સવાદ, બાદ વસતનુ જવુ, ભાનુને સ્ત્રીનો વેશ ઉતરાવી મેનાનુ ભેટવુ, બન્ને પ્રેમીઓએ પરસ્પર આત્મકથા નિવેદન કર્યા બાદ છુટા પડવુ

પ્રવેશ ૭ મો–( જગલ ) શિકારે નિકળેલા ચપાનગરીના રાજા મધુપસેનનુ તીર વૃથા જવાથી નિરાશ થવુ અને રૂદન કરતી કાન્તા પાછળ કારીગરને આવતો જોઈ આશ્ચર્ય પામવુ, કારીગરે કાન્તાને અનેક પ્રકારે પોતાની સાથે પ્રેમ બાધવા સમજાવવી, સતી કાન્તાનુ અડગપણુ અને તેના વિદ્વતા ભરેલા વચનો સાભળી મધુપસનને તેના તરફ પુત્રી ભાવ પ્રકટ થવો, કારીગરની કુટિલતા, કાન્તાએ પ્રાણ જતા લગી પણ પોતાનુ પતિવ્રત નહિ છોડવા નિશ્ચય કરવો કારીગરનુ બળાત્કાર કરવા તેના તરફ ધસવુ કાન્તાની પ્રભુ પ્રાર્થના અને એ પ્રાર્થનાથી પ્રેરાએલા મધુપસેને પ્રત્યક્ષ થઈ કારીગરને બેજાન બનાવવા, કાન્તાની અનિશ્ચિત સ્થિતિ.

---

# અંક ત્રીજો.

પ્રવેશ ૧ લો–( ચપાનગરીમા મધુપસેનનો મહેલ. ) વિષય લંપટ મધુપસેન કે જેના હૃદયમા પ્રથમ કાન્તા કુમારી તરફ પુત્રી ભાવ પ્રકટ થયો હતો તે કાન્તાને પોતાની પટરાણી બનાવવા પ્રયાસ કરે છે, પણ સતી કાન્તા યુક્તિ પ્રયુક્તિથી તેને સમજાવી ચાર માસ પર્યન્ત એકાન્તમા ઇશ્વર ભજન કરવા મધુપસેન પાસે બંદોબસ્ત કરાવે છે અને તેટલા વખતમા પોતાનો કોઇ પણ રીતે ત્યાથી છુટકો થશે એમ માની લે છે

પ્રવેશ ૨ જો–( ઝવેરચંદ શેઠનુ ઘર નવલગઢમાં. ) ઝવેરચંદનો અભણ રામા સાથે હાસ્યજનક સંવાદ થઈ રહ્યા બાદ ભાનુચંદનુ આવવુ, ઝવેરચંદે તેની રીતભાત ભણી કટાક્ષો બતાવ્યા બાદ મનોહર સાથે પરણવા આગ્રહ કરવો ભાનુ-ચંદે યુક્તિથી ના કહેવી, ઝવેરચંદનુ ગુસ્સે થવુ, કસ્તુર શેઠાણીનુ આવવુ, અને પોતાના પતિને પૈસાના લોભથી વર વિક્રય કરતા ઠપકો દેવો ઝવેરચંદે વિશેષ ચીડાઈ કસ્તુરને મારવા ધસવુ, ભાનુચંદે વચ્ચે પડવુ, તેના મા બાપનુ જવુ અને પાછળથી પોતે સાધુ વેષે વિદેશ વાસી થવુ

પ્રવેશ ૩ જો–( નવલગઢમાં માણેકલાલનું ઘર ) પુત્રીનો સબંધ શોધવા ગએલ માણેકલાલે પોતાની સ્ત્રી મણિને લગ્નની તૈયારીમા રહેવા સુચના કરવી, મણિએ મેનાનો મત પુછયા પછી સબંધનુ નક્કી કરવા કહેવુ, માણેકલાલનુ ગુસ્સે થવુ

મેનાનુ આવવુ, મણિએ મેનાને સમજાવવી, ભાનુ સિવાય અન્યને નહિ વરવા સાબત મેનાનો નિશ્ચય, માણેકલાલનુ વિશેષ ક્રોધે ભગવુ મેનાએ પોતાની માતાને સમજાવી સુવાનો ડોળ કરવો, બધા સુઇ રહ્યા બાદ આવેલી આપત્તિનુ સ્વગત બયાન કરવુ, તેવામા તેની સખી વસતે એકાએક આવી ભાનુચદ ભાગી ગયાના ખબર આપવા, અને તેથી વિશેષ દિલગીર બનેલી મનાએ પોતાના પ્રેમી માફક ઘર છોડી પ્રદેશમા પ્રયાણ કરવુ

પ્રવેશ ૪ થો-( જ ગલ ) કપણ પિતાના દુષ્ટ નરક કઢાળો સતાવતા ભાનુનુ નિકળવુ તેને થતી મેના સબધી ચિન્તા પ્રિયાની શોધ અર્થે નીકળેલા નવલસિહનુ સાધુને વેષે પ્રવેશ કરી કાન્તાનો પતો ન મળવાથી આત્મહત્યા કરવા તત્પર થવુ, ભાનુએ પ્રકટ થઇ તેમને દિલાસો દેવા અને બન્નેએ કાન્તા કુમારીને શોધવા ત્યાથી વિદાય થવુ

પ્રવેશ ૫ મો-( ચંપાનગરીમાં—રાજ માર્ગ ) યોગીના વેષમા ભાનુને મેનાની કફાડી સ્થિતિ સબધી થતા વિચારોમા "દિલભર દિલ છે" એ કહેવતનુ સત્યપણુ, મેનાનુ આવવુ અને યોગી તરફ દ્રષ્ટિ જતા આશ્ચર્યચકિત થવુ પરસ્પર પિછાણ, પ્રેમીઓની પ્રેમ વાર્તા, ભાનુએ નવલસિહ સબધી તમામ હકીકતથી મેનાને વાકેફ કરી કાન્તાકુમારી પાસે મોકલવી

પ્રબંધ ૬ ઠો—(ચંપાનગરીમાં કાન્તાનો ઉતારો ) તક નિતકના નગરિણીમા તણાતી કાન્તાને મેનાનો મિલાપ, મેનાએ પોતાની પુરેપુરી ઓળખાણ આપ્યા બાદ યક્ષના વલગાડ મગથી પ્રપંચ કરી બેહોશ બની જમીનપર પડી જવા કાન્તાને સમજાવવી, કાર્યસિદ્ધિને કિનારે પહોચવા આતુર બની રહેલી કાન્તાએ મેનાનો ઉપકાર માની તેના કથા મુજબ કરવુ, રાણી કંચનનુ ગભરાવુ, અને તેણીએ તુરત મહારાજાને જાહેર કરવા જવુ, પાછળથી યોગીઓની જમાત માહેના ભાનુ વગેરે સાધુઓનુ આવવુ, મેનાની કાર્ય કુશળતા, મધુપનુ આવવુ અને તેના કહેવાથી ભાનુએ કાન્તાના શરીરમા રહેલા યક્ષને બોલાવવો, યક્ષે પોતાના ગાડાનુ પૂજન કાન્તાને નહિ કરવા દેવા બાબત મધુપને ખાઈ જવાનુ કહેવુ મધુપે ગભરાઈ માફી માગવી અને ઘોડો મંગાવી આપવો, બાદ એકાએક નવલસિંહનુ આવવુ અને તેની સુચનાથી સાધુને વેષે ઉભેલા તેના તમામ ઉમરાવોએ કફનીઓ ફેંકી દઈ તીવ્ર શસ્ત્રો વડે મધુપને ઘેરી લેવા, નવલકાન્તાનુ મિલન અને તેને હાથે ભાનુ મેનાનો હસ્ત મિલાપ

## સમાપ્ત.

# નવલકાન્તા નાટકનાં ગાયનો.

## અંક પહેલો.

સૂત્રધાર— મંગળાચરણ.

મદદ આપ મહાદેવ
દીન બન્ધુ તું દયાળ વિદિત શક્તિ છે વિશાળ
સ્નેહથી લઈ સંભાળ, કાર્ય દાસનું સુધાર—મદદ
તારી પ્રેરણા ન હોય, તો બને ન કાર્ય કોય
અર્પું એ સિદ્ધાન્ત જોઈ તારૂં તને ઉદાર—મદદ
તુંથી સર્વ પ્રકટ થાય, સર્વ તું મહીં સમાય,
ગાય નારદાદી ગાય, તુમ્બુરે બજાવી તાર—મદદ
વિશ્વનાથ છે વિશ્વાસ, પૂરજે અમારી આસ
ટાળીને તમામ ત્રાસ, પ્યારથી ઉતાર પાર—મદદ

બાળાઓ— ૨

વાર વાર વંદુ છું નાથ નિર્વિકાર,
ધન્ય અવિનાશી અજન્મા ઉદાર
સંસાર સાગરેથી સેવકને તારનાર,
તમથી બંધાયો છે તાર— વારવાર
વ્યાસે કીધો વિસ્તાર તોએ પામ્યા ન પાર,
એવી માયા અપાર નિર્વિકારે આકાર

મત્સ્ય કચ્છપ વરાહ રામ વામન શ્રીકૃષ્ણ બુદ્ધ
પરશુ નૃસિંહ કલ્કિ ઉત્તમ અવતાર,
નિશ્ચે કર્યો છે નિસ્તાર,
આપી નિજ ભક્તોને નિત્યે આધાર—વારવાર

૩

સાધ્ર—સારેગ ગરે ગમ પધ પમ ગરે સાધ સારગ—(૨)
ગરે ગમ પધ નિધ નિધપ મગરે ધની રેસા,
મા ગે ગ મ પ મ—ગ રે મા ધ—સારેગ— ગર—

કારીગર—

૪

પાડયા બહુ અવળા પાસા,
તકદીરના અજબ તમાસા—
ધનવાન થવા ધાર્યુ હતુ મહીપને મળી,
ત્યાંતો પડી હાથ પગ કઠિન આ લાત કડી
ઉદ્યમ કરી શી હવે રાખવી ફળની આશા—તકદીરના
લોટો લઇ ગયા કુવા કાંઠે દોરડુ ગ્રથી,
પણ ભર્યે લોટે દોરી તૂટી અધવચથી,
ન હોયે નશીબમા તો પળવુ પડે છે પ્યાસા—તકદીરના

જયસિંહ—પિતા પુત્રને તે પાપી વિછોહ પડાવ્યા,
મારીશ તને હુ મૂર્ખ એ જો નહીં આવ્યા,
નીચ! તારા કૃત્ય માથે નાખજે ખૂબ નિસાસા

કારીગર—તકદીરના

મનોહર— ૫

જોઈ લે નેણુ મગ જરાક તુ,
કેવા નાચે, રંગે રાચે, સાચેર,
કાંઈ રાડા ન રાખ તુ—જોઈ
દ્રાખના સમાન માગ મીઠા મીના વણુલા (૨)
ગાવા મ્હાને, પડતા કાને, ભાનેર,
જઈશ ભૂલી ભટાક તુ—જોઈ

ગુલાબ—

સીમમથી પણુ નાગણુ કાળુ (૨)
જોવનવાળુ, અંગ રૂપાળુ, ભાળુ ર,
ચાલ ઢાંકી આ નાક તુ—જોઈ

ભાનુચંદ— ૬

વસી છે એક મારે અંતરે ગુણવાળી મેના,
રતિથી જણાય છે મને અતિ રૂપાળી મેના—ટેક
ટળે ના આ હૃદયને પીંજરેથી ટાળી મેના
ચુગાવી પ્રેમનો ચારા સદા મે પાળી મેના—વસી છે
ગણે મુજ હાથને આબાતણી શુભ ડાળી મેના
કર કલ્લોલ એ મન ભાવના મરવાળી મેના—વસી છે
દિસે સુર સુન્દરીના ગર્વને પણુ ગાળી મેના,
ભુલ્યા છુ લાખ ખાટી લોકની હુ ભાળી મેના—વસી છે

ભાનુચંદ— ૭

ઠગને ઠગનાર દલાલે,
ગિર આને ઉછેરી વ્હાલે—ટેક

નથિ નૂર પ્રભુએ નાખ્યુ, ઉઘડે નહી પુરી આખ્યુ
ગિર નામ મનોહર રાખ્યુ,
જે ખરાબ ચાલે ચાલે ... ઠગને
પહેર્યા . છે ઘરેણા ગાડા, પણ ચામડી પગ છે ચાડા,
એ પાપ તણા ફળ માઠા,
શુ કરૂ ચીબરીથી વરી હરિહરિ હિમ્મત ન હાલે-ઠગને

સખીઓ તથા કાનો— ૮

જાગ્યો જુલમી વ્રજમાહી સખી ગામળો
ઓઢે અગ પરે કાળો કામળો— જાગ્યો—

સાખી

વગનો હુકમ ચલાવતો, અમને જાણી અજાણ—
આડો ઉભો માર્ગમા દામોદર એ . લે દાણ.
શરમ લેશ નહી કેમ મદા જાગે મહ્યુ,
નવ માને કદાપી લાલ કોઇનુ કહ્યુ
કરે કાયમ તોફાન કાનુડો— જાગ્યો—

૯

કાન્તા—

નાથ હાથ મારો નાજુક મરડો નહી (૨)
જશે ચૂડી નંદવાઈ, આવી શી અધીરતાઈ—હાથ
જાઓ આઘા આ અંગને અડો નહી,
કહું માન્યું તમોને કુમાર

નવલ—

પ્યાર પહેના મતારી ગજ માવિના,
જિદ મારો જાદુઈનો માર
હું આપ મગે, આવું છું ઉમગે

કાન્તા—

એ ન રાજરીત, થાય વાતો વિપરીત—હાથ
—નાથ હાથ મારો—
જો આસ પાસ છુપાઈને ઉભેલ જન કોઈ હશે
તો આપણું નિર્લજપણું એ આ વખત જાણી જશે,

નવલ—

ફરી નાથ માંગો હાથ તો પછી શિર હવ-
ગરમાઓ કાં
અમીરસ અધરનો તૃપિતને પાયા વિના ક્યા-
તરસાઓ કાં

કાન્તા—

નાથ હાથ મારો નાજુક મરડો નહી

કસ્તુર— ૧૦

ભાઇનું કરોમા તમે ભુંડુ રે, ભુંડુ રે ભુંડુ તમે ભુંડુ—ટેક
મનોહર નામ માથે મોહી શું પડયા છો (૨)
કાળુ મેશનું છે એ તો કુંડુ રે, કુંડુ રે કુંડુ એ તો
કુંડુ—ભાઇનું
લાભે લોભી હલકી કન્યા લઇને હણોમા (૨)
સ્વામી! આમકનું મળ ઉંડુ રે ઉંડુ રે ઉંડુ મળ
ઉંડુ—ભાઇનું

ઝવેરચંદ— ૧૧

બસ કર બોલમા તું અબોલ રહીને પ્રેમલા હડ
ઝટ અહીંથી દૂર
નહિતર માર ખાઇશ, મરી જાઇશ, આ વખત,
મુજને ચડયુ છે સૂર—ટેક

પ્રેમચંદ—ઉમ્મરે પાકયા, તોએ ન થાકયા, મારી તડાકા,
ક્રોધ હું પર ન કરો કાકા,
પાપનું મૂળ અતિ લોભ ગણાય, ઇજ્જત ઘટી જાયે,
સમજુ બની, આવું કરતા, નથી કેમ ડરતા.

ઝવેરચંદ—ડર્યાં ડર્યાં જાને અહીંથી દુષ્ટ, પૈસા મળે તોજ
રહીએ પુષ્ટ.

પ્રેમચંદ—હાય રૂપૈયા, હૃદયે રમી રહ્યા, ગમી રહ્યા—

ઝવેરચંદ—બસ કર બોલમા

મેના— ૧૨

ફળ્યો નહી મારો મનોરથ આજ,
જેને માટે તજ્યા ધર કાજ—ટેક
એક તો કામનો તાપ છે અંતરે, બીજો તપે દિનરાજ,
લોકની લાજ તપાવે છે ત્રીજી, એનો શો શોધુ
ઇલાજ—ફળ્યા નહી
ભાનુનો ભાવ મારાપર છે નહી, સમજુ હુ શિરતાજ,

ભાનુ—સુન્દરિ! અહી છુપાઈ ઉભો છુ નહી થશો નારાજ—

મેના—ફળ્યા સહુ મારા મનોરથ આજ—

મેના— ૧૩

બોલો મારા હૈયાના હાર,
ક્યારે નાથ મેનાના થાશો કૃપાલ
ક્યારે નાથ મેનાના થાશો કૃપાલ, છે ન કાઈ
મુગા રહેવા માહિ માલ
કહી દો સુણી થાયે આ નારી નિહાલ—મારા

ભાનુ—બધાએલો સત્ય વચને તમારે,
તારણી હુ તો છુ તૈયાર

મેના—જીવન જ્યારે એમ છે ત્યારે શાને લગાડો છો વાર
વ્હાલા મારા શાને લગાડો છો વાર

ભાનુ—ધૈર્ય ચાર દહાડા તુ અંતરમા ધાર,

મેના—જો જો ફરી જાયે ન પાછો વિચાર—મારા

સખીઓ— ૧૪

સખી સહુથી હળીમળીને સાસરે રે,
સુખી રહેજો સદા,
સ્વામી સેવાનો એજ ગૃહ આશરે ર,
લાભ લેજો સદા—

કાન્તા—ત્યા મને નહીજ ગમે, સત્ય કહુ જે સમે,
સુજ્ઞ સખી વૃન્દ તમે, યાદ આવશો—

સખીઓ—એ તો બધુ એમ બાઈ, સ્વામી સાથે સગાઇ,
થાતા ભૂલાઇ, કયાથી યાદી લાવશો
વ્હેલેરા આવજો, સહુને બોલાવજો,

કાન્તા—પ્રીતિ નિભાવજો, કામ કાજ કહાવજો,

સખીઓ—પત્રીકા પઠાવજો–હા–હા–હા–હા
હરખે હરઘડિ હા, હરખે હરઘડિ હા
—સખી—

કાન્તા— ૧૫

ફરી મળશુ (૨) અમે ફરી મળશુ તાત ! ફીકર
તમે કરશો નહીં —ટેક.
અમ વિરહેથી ડરશો નહીં, પ્રીતિને પરહરશો
નહી—ફરી

ચંદ્રસિંહ } પુત્રી ધન છે સદા પરાયુ, કહેવત એ સાચું
ચંદ્રાવતિ } કહેવાયુ,

નવલસિંહ—ભૂપતિ નયને વૃથા નિર ભરશો નહીં, ભરશો
નહીં—ફરી મળશુ (૨)

## અ ક બીજો

કારીગર— ૧૬

ટળે નહિ ટાળ્યા વિધિના લેખ લખેલા,
ધુમે બની મૂર્ખો મદ ઘેલારે-ભાઈ-ટેક
જેલની યાત્રા મારે કરમે મ ડાઇ—(૨)
સુખ દુ ખ પાણીના સમજો રેલારે-ભાઇ ટળે નહિ.
કુમારે કરી છે કેવી મુસાફર માથે-(૨)
જાણ્યુ ના હશે એ મનના મેલારે-ભાઈ-ટળે નહી

કેદીઓ ૧૭

આવી ઝટપટ યુવરાજ, મહિપાલ ! તમને મળશે,
બ ધાતા પુણ્યની પાજ, મનકામ સઘળા ફળશે-ટેક
સહુ સીધે રાહેજ વિચરશુ,
ચોરી હવે કયાઇ યે નહિ કરશુ
થાશે તમારૂ, સહુ રીતીથી સારૂં
આશીશ દઇએ આજરે—આવી
કારીગર—હુ પણુ એ પ્રભુ પાસે યાચુ,
કથન તમારૂ કરે ઝટ સાચુ,
પ્રીતે પધારે, નૃપના બાલ ત્યારે,
સુધરે બધા મુજ કાજ રે.
કેદીઓ— આવી ઝટપટ યુવરાજ,

ઝવેરચંદ— ૧૮

રૂકમણધ જો હાજર હોયે, રૂપિઆ અમને દેવાના,
તોજ તમારા જેવા હલકા કુળની કન્યા લેવાના
(એ એ એ એ એ એ એ એ એ)—ટેક
શેઠજી જ્યારે થશો સબંધી તમે ખાસ અમ જેવાના
શોભા વધશે વળી જળ ચટશે (આ આ આ આ—
આ આ આ )
નકી સોભા પગ નેવાના,
કૃષ્ણાર્પણ ધર કરો ભાનુને પ્રથમ તમારે રહેવાના
(એ એ એ એ એ એ એ એ એ)
રૂકમણધ જો હાજર હોયે—

મનોહર— ૧૯

પ્યારા મોહન લે આ આપુ છુ કોલ હુ,
સામો દે કોલ તુ
ખાસ આ સમે ખરા વિચાર બોલ તુ,
મોહન—તારો છે શુદ્ધ પ્યાર, પણ છુ પૈસે લાચાર,
તેનો કર તોલ તુ— પ્યારા
મોહન—દોઢીયુ છે નહિ ગાંઠમા ખાવા
મનોહર— દઇશ તને નહી લેશ મુઝાવા—
આપતી જઇશ હાર આ અમોલ હુ,
જોશે બીજુ શુ બોલ તુ—
મોહન— તમારો છે શુદ્ધ પ્યાર,— પ્યારા

કારીગર— ૨૦

મનહર મુદ્રિકાથી બાળાને ઠીક ઠગાશે,
ઠગાશે, નહિ ત્રાસે, સુખ થાશે, દુ ખ જાશે,
નીચ એ નવલસિંહનો કવલ બંદો ખાશે ખાશે–
મનહર

કુવરે મુજ ઉપર કર્યો, કેવો કાળો કેર,
એનો બદલો આપવા વાળુ હુ પણ વેર
યુક્તિ પ્રયુક્તિથી ઘોડે બેસાડીને, દૂર લઇ જઈ
રાજકુમારીને,

હુ પરણીશ હુલાશે... ... ...મનહર

જગો— ૨૧

લોભી નથી લેશ લજાતા,
સ્વપ્ન મહીં પણુ મૂમ રહે છે, ગુણુ પૈસાના ગાતા
—લોભી—ટેક.

નીચ ન થાકે નાણા માટે, આમ તેમ અથડાતા,
આત્મિકનુ અવળુ કરીને પણ, ચિત્તમા લક્ષ્મી ચ્હાતા
—લોભી

ખુટલ કોઇને ખવરાવે નહિ, પોને પણુ નથી ખાતા,
પહેરે નહિ પગમાહિ પગરખુ, ધનને સમજે ધાતા
—લોભ

સરતો હોય કદી સ્વારથ તો, ગાળે નથી ગભરાતા,
રાક્ષસ માફક રહેમ વગરના, કપટ કળાના જ્ઞાતા
—લોભી

સત્ય રીત જાતા જગમાંહે, જૂઠ મમા નથી હાતા
જે દઇ અન્યને સર્વ અડયા વિણુ, જમને મન્દિર જાતા
—લોભી

વસંત— ૨૨

શેઠ માગ ચિન્તા તજી તુર્ત ચાલો,
આમ છેડો ઝાલો, ઢાંકો નાક ગાલો–શેઠ–ટેક

ભાનુચંદ–જાગે કળાઇ વધ મારો વસંત તો–(૨)
થાગે ફર્જંતો કહું હાલા ગામમાહિ–થાશે

વસંત—શેઠ માગ–
મોચી મહેતાણીના બ્હાનાથી એ ઘડિ–(૨)
મેના સાથે આજ મ્હાલો ભાનુચંદ–મેના
— શેઠ માગ

ભાનુ— ૨૩

મહેતાણી માગે રજા, હવે મહેતાણી (૨)

મેના—આજના પાઠની રીતિ અજાયબ (૨)
કવિ વિના કોણુ કહો કવે—મહેતાણી

ભાનુ— મહેતાણી માગે રજા–
તારા વિના અન્ય બાળાની સામે– (૨)
માનજે માચું નહીં જુવે–મહેતાણી–મહેતાણી

મેના— પૂજી પ્રભુને મેના આ માગશે (૨)
ભાવથી આવી ભવ ભવે—મહેતાણી

ભાનુ— મહેતાણી માગ રજા

કાન્તા— ૨૪

જેમ રાખે રામ તેમ રહેવુ,
દુ ખ કોની પાસ જઈ કહેવુ—જેમ—ટેક
સાસરીઆનુ સુખ નશીબે, લખ્યુ હગે નહિ લેવુ
કુમતિ સૂઝી કારીગરને, પ્રકટ અનહદ મહેવુ-જેમ
પૂર્વ જન્મના લેખની અંદર, લખવુ વાચ્યુ તેવુ
રાજકુમારી રાનમા રખડે, એ પણ ગણવુ એવુ-જેમ

કાન્તા— ૨૫

સત્યના બેલી શ્રીહરિ ગયા ક્યા છુપાઇરે,
આજ સૂના અરણ્યમા લાજ સતીની લુટાય છે હોજી
અબળા છુ નથી સૂજતો એકે ઉપાય રે,
જીવ જીવનનુ મુખ જોયા વિના વૃથા જાય છે હોજી
બળાત્કાર કરવા પાપી, દોડી રહ્યો છે દમ આપી (૨)
કાપી નાખો હાથ એના કૃષ્ણજી ! હદ થાય છે ૨.
—આજ—સત્યના

સાચાની કરશો નહીં, શ્યામ સગુણા સ્હાય,
તો આ યુગમા આપના, ગુણ કાઈ નહિ ગાય
વા'રે આવાને, દયા ઉરે લાવોને,
નાથ છુ એકલી નારી, ભરુમો છે તારો ભારી (૨)
પ્રભૂ! તુજ વીણુ નહિ કોઈ મારો રક્ષણ હાર છે રે
—આજ—સત્યના



# અંક ત્રીજો.

કાન્તા— ૨૬

વ્હાલાને વિયોગે વ્યાધિ વ્યાપે છે,
વ્યાપે છે, તન કાપે છે—વ્હાલાને—ટેક
વીજળી વસી ઘનશ્યામની સાથે, ચમકી હસે છે-
મુજ સ્થિતિ માથે
છાતીમા ઉની છાપ છાપે છે-વ્હાલાને
ઝીલ્લી નાદ જણાયે ઝેરી વાહિનીતટ બેઠા બક વૈરી,
દાદુર બોલી દુ ખ આપે છે—વ્હાલાને
વર્ષા વેરણ થઈ છે મારી, નાયક નવલ વિના હુ હારી,
મયુરો કલેજુ મારૂ કાપે છે—વ્હાલાને
માત્ર મને ધ્રુતિ દેવા ચાતક, દુર કરી દિલના
મહુ પાતક
પિયુ પિયુ શબ્દ આલાપે છે—વ્હાલાને

મધુપસેન— ૨૭

મૃગ મારવા જાતા મળી છે મુજને આ મનહરણી-
વાહવા જી વાહવા
સુખ ચન્દ્રથી પણ સોગણુ પામીશ પ્રમદાને પરણી-
હાહા જી હાહા
હરણીના જેવી આખવાળી તેજ ભરેલી તરુણી-
વાહવા જી વાહવા

શી સુન્દર છે એની વળેલી ધનુષ્ય જેવી વરૂણા-
હાહા જી હાહા

કાન્તા— પહેન્ના કહી પુત્રી હવે પાપી તુ કર નહિ આવી કરણી-
વાહવા જી વાહવા

મસારે કરણી તુલ્ય મળે છે સહુને પાર ઉતરણી-
હાહા જી હાહા

ભાનુચંદ— ૨૮

મળ્યું મન મેનાથી મારૂ,
ખલક એ વિણુ છે ખારૂ—મળ્યુ—ટેક
એના ઉપર લાખોની લક્ષ્મી, વગર વિલબે વારૂ-મળ્યુ
આવા બાપની દોલત કરતા, સાધુ થવુ ઘણુ સારૂ-મળ્યુ
સમને બીજુ હોતુ નથી કઈ, પૈસા કરતા પ્યારૂ-મળ્યુ
પ્રેમી મળે નહિ ત્યા લગિ અગે, ભાવથી ભગવા ધારૂ-મળ્યુ

મેના— ૨૯

સોપુ છુ સાચા સ્નેહથીરે, હરિ! તારે હાથે લાજ મારી-ટેક
અબળાને વેષે ફરતા ભયકર વનમા વ્હાલાજી,
ભીતિ જણાવાની ભારી,
કદી કષ્ટ આવે તો ત્યા દોડી દીનબન્ધુ મુજને,
આપદથી લેજે ઉગારી. ............ .. .... સોપુ છુ.
પ્રેમનો પથ તુજને વ્હાલો છે અતિશે વ્હાલાજી,
તેથી બની છુ હુ તારી,
ભાનુ સાથ ભેટાડી દે જાદવ તુ જલ્દી મુજને,
માગુ ના બીજુ મોરારિ . સોપુ છુ.

નવલસિંહ— ૩૦

ભાન ભુલાવે છે ભાવિર, ભલા ભલાનુ—ભાન—ટેક
અબળાને સાવ એકલી, મનહર ઉપવનમા મેલી—(૨)
જાતા પુરમા જરી ભ્રાન્તિ ન આવી રે—ભલા ભલાનુ
કારીગરે કેર કાધો, દગો સ્નેહી થઇને દીધો—(૨)
એણે મરવા ચિત્ત વૃત્તિ ચલાવી રે—ભલા ભલાનુ
પ્રાણથી વિશેષ પ્યારૂ, મળશે નહિ મુખ મુખ મારૂ—(૨)
ત્યાગીશ તો તનને અગન લગાવી રે—ભલા ભલાનુ

ભાનુ— ૩૧

પ્રેમી વિણ કહો કોણ પિછાણે પ્રેમની અનહદ પીડા,
જેના ખાતર તજવી પડે છે, વડિલ જનોની ગ્રીડા
પ્રેમી—ટેક

નવલ—એ દુષ્ટ કારીગર કદી જો હાથ મારે આવશે
તો આ કટારી તીક્ષ્ણ ધારે અંત એનો લાવશે,
મરતા લગી મારી પ્રિયા સત છોડવાની છે નહીં,
પણ કષ્ટ ભોગવતી હશે સતી વ્યાધિ વારિધિમાં વહી

ભાનુ—શિઆળના સુત સિંહણ સાથે, કરી શકતા નથિ ક્રીડા-
પ્રેમી વિણ-

મેના— ૩૨

વિચાર જે તમારો એ મારો વીચાર,
હુ યુક્તિ તણા જાણુ ઉંચા પ્રકાર— વિચાર—
પ્રેમ માટે પ્રાણ આપુ, નાથ આજ્ઞા કદી ન ઉથાપુ
વ્હાલા કરીશુ સુખેથી વીહાર— વિચાર—

કાન્તા—　　　　૩૩

વાલમ આવ્યાની આપી તે વધાઈ,
દેવા જેવુ આ ટાણે ન મળે કાંઇ—　　　(ર)
સાચી વસ્તુ હુ આજે કમાઈ,
તારા માથે વારી જાઉ બાઈ.

મેના—

એમ બોલો નહી, બોલો નહી— દેવા જેવુ—

કાન્તા—

મુજ કાન્તની આ ચીઠી,
દુ ખ હારણી મે દીઠી

મેના—

લેજો લાવા સદા પ્રેમ રાહે ચડી,
પ્રિતેથી તમારા પ્યારાને મળી,
નીત્ય આનદ નદીમા નાઇ—　　　દેવા જેવુ—

નવલ—　　　　૩૪

તરુણી ડરશો નહી લેશ તમે,
અહી આવી ભણ્યા શુભ મ ત્ર અમે

કાન્તા—　થયુ ભુત હવ અળગુ તનથી,
નથી નાથ કદી વીસરી મનથી,

નવલ—　બહુ કારીગરે બદમાસી કરી
બ્રમણા મુજ અ તર માહી ભરી,

કાન્તા—　દુ ખ દાયક નાગ મુને ન ડસ્યો,
નીજ પાપથી એ જઇ નર્ક પસ્યો

૩૪

સાખી

માર્યો ના મધુપે કર્યો બાળા જાણી બચાવ,
પણ પલટાવી પલ મહીં, સૌનો કામ સ્વભાવ,
છતા પતીવૃત્ત સાચવી, ગાળ્યા ચાતુર માસ,
ત્યા તો આપ પધારતા, સફળ થઇ ઉર આસ,

સર્વ— ૩૫

પ્રેમી મળ્યા, ઉપાધિ ઓઘ ટળ્યા, આશાના તરૂ ફળ્યા,
આનંદ થયો આજ–
નવલ કાન્તાની જોડ, ભાનુ મેનાની જોડ,
કાયમ રહો, વ્હેમે ન કદી વહો, સંયોગ સુખ લહો,
કરીને શુભ કાજ— .. ... ... પ્રેમી.
મહારાજાની પાસ કોઈ પહોચીને ખાસ,
દો વધાઈ, હૈયામા હરખાઈ, કરે ન ચિન્તા કાઇ,
રાખી પ્રભુએ લાજ . . . પ્રેમી

# સમાપ્ત.